## ગાયન ૨૬૮ મું.

ગરીબી તું હુએ નાગની કાલી
ફંદેમે તેરે આન ફસી જબ કાલી હુએ કફની હાલી
જબ તક માયા પાસથી તબતકથી સબ પ્રીત
હો ગએ ખાલી હાથ જબ કર ગએ પ્રીત અનરીત
બની બની કે સંગી સાથી બીગડીકા ન કોએ
ધનકે સારે પ્યારે નાહી નીરધનકા કોઇ હોએ

(નુરજહાંન)

---

## ગાયન ૨૬૯ મું.

અયસા ન કરના ગુમાન મયે તેરે કુરબાન જાન
યહે જાનો તન મેરા યહે માલો ધન મેરા
સર મેરા તન મેરા મેરી શાન મયે તેરે કુરબાન જાન
આરજુ હય તેરે કદમો પે મેરી જાન નીકલે
આંખે તલવોસે મલું તો મેરા અરમા નીકલે
દીલસે તું કર યહે ધ્યાન મુઝકો તું બેવફા ન જાન
સચ મેરી અર્જ માન માન મયે તેરે કુરબાન જાન

(નાઝાં)

---

## ગાયન ૨૭૦ મું.

કર ગોર ગર હુએ દાના પડે તો નહી પછતાના
જ્યાંનીકા ગુન ગાના
દીલકી દીલમે સોચલે પેહલે ઉસ દમ લબપર લાના
જીસને બાતકી રીત ન જાની ઉસને કુચ્છ ન જાના

(સફેદ ખુન)

---

## ગાયન ૨૭૧ મું.

કયસે હમરી દીલ જાન બીના બીરહાકા દુખ જાએ
નીસ દીન ઘડી ઘડી વાકી દેખકે ડગરી
નયનન બારી બારી ભરી આએ—બીરહાકા
જાઓ કોઇ સમજાવો બુઝાવો
ઈતલાવો મનાવો બીપતા એ સુનાઓ
વાંકી ચીત્ર બન દીખાએ
મીઆરી નીઆરી આજરે આએ અમરત રસ પીલાએ

(સુફેદ ખુન)

---

## ગાયન ૨૭૨ મું.

કાના કાહે બચન કે બોલ ભુલાએ કીની ચાતુરીઆં
સંગ નીકસ કે ચોરા ચોરી રોવત બાવરીઆં
બે ગુન બે ગુન સજન ભયરે નાશ કીઆ મએકા
કોન ચલનકી બતીઆં કરન મોહે દીઆ બહેકા
નીસ દીન દીન પલ છીન છીન રહે એહી ધડકા

(લયલા)

---

## ગાયન ૨૭૩ મું.

મએ ચંચલ આફત હું પ્રીતના બદા દાના બદા શાના
મએ સીધા સાદા હું જીતના ઉતના હું નતખત ફરજાના
બડા જંગી હું બડા સંગી હું બોહવો વો લતપત રંગી હું
મએ થોહુ જીસે બેહકાવુ કેહી ભટકાવુ કહી સમજાવુ મએ
અંતરમંતર જંતરતંતર સારી ભરી બાતે મેરી વાહ વાહ વાહ

(લયલા)

---

## ગાયન ૨૭૪ મું.

કુદરતની આ રચના ખીલી ફુલવારી જગમા
જગતનું પાલણુ કરે જન તારણુ—કુદરતની
ખીલી રે શું રચના બહાર વહાલી
ખલકનો જીવન હારરે પ્યારા માહરા
વેલીઓ ફુલે સજી ઝુમી રહી કુદરત સારી
દીલમાં રબની યાદ રે પ્યારા માહરા
ખીલી રે શું રચના બહાર વહાલી—

(રમતા પંથી.)

---

## ગાયન ૨૭૫ મું.

હકનામ મુબારક લઇએ નીરભય થઇ જંગમાં જઇ લડીએ
સરખા બીરાદર છઇએ કીરતી સાગર તરીએ
લાવ મકસદ બર અએ તું પરવર હય મુશકીલ કર આસાન
ગરદન રેહેંસવાનો ધંધો લઇ બંદા પડીઆ મેદાન
લાચાર જો કીધોચ તો આધાર તું થા
નાદાર જો કીધોચ તો સાઉકાર તું થા
છોટો જો કીધોચ તો વડીલ તું થા
બંધવા જો થઇશું તો વકીલ તું થા

(રમતા પંથી.)

---

## ગાયન ૨૭૬ મું.

દુખમાં તારે તું જગવાલી તુંને હર ચીજ છે બહુ વાહાલી
તુંજ વીન જંગલ બી નહી ખાલી ગુલશનમાં ખુશ હાલી
માનવી આશ કરે તુંજ રબની હરદમ
પાર કરે ભવ પલમાં—દુખમાં

(રમતા પંથી.)

---

## ગાયન ૨૭૭ મું.

મન કઓનસી રાહ તું હેપત હુએ
અબ કઓનસા પ્યાર તુમહારા હુએ
માત પીતા સુત દારા ભગીની કોઇ કહે હમારા હુએ
સખી ભર ભર નીર પીલાવે સબસે તુમહારા કીનારા હુએ
સમય આને કુછ સમય ન જાના
સબ સમય પે કયું પસ્તાના હુએ
કાલ આકે જબ કાંધેપે બયઠા કઓન સહારા તુમહારા હુએ
(રમતા પંચી)

---

## ગાયન ૨૭૮ મું.

કરી હમ પાલન સખી દસ્ત આપી
સ્હેમી આજે દીઠાં મહા પ્રતાપી
ખુદા પાસે અરજ છે અમારી સદા રહો તમો સુખ માંહે
હમને નવાજી દઇ કીધી મદદ આજ—કરી
સુખમાં સાથી સઉ બને સુખ સંપત સઉ ચાહાય
દુખમાં દવેશી દોસ્તબી પડતીમાં પત જાય
દુવા દઈ દીલથી મન વારૂ કીધું સુખી જીવન હમારૂં
(રમતા પંચી.)

## ગાયન ૨૭૯ મું.

જામે જીગર આરામને દુખ દરદી દીલ તે કહાં
ખુદા જે હાલતમાં રાખે રહીએ વીતે તે સબુરીથી સહીએરે
દીલનાં દુખડાં હમ દીલ સીવાએ કોઇ આગળ ના કહીએરે
દુખમાં દીલાસો બેદરદીથી જીવ જતાં નહી લઇએરે
ધીરજ રાખી જો દુનીયાંનો ખેલ
ભેદ પામવો છે મુશકેલ--ખુદા.
(રમતા પંચી.)

---

## ગાયન ૨૮૦ મું.

જગમાં લગન સમબંધન કહને નથી કોઇ
હોએ પતીના ગુણ જો સારા તેહ જીવન સુખમાં ભારે.
સુખ સંપત વીણ બને જાણોરે ધુલ જીવન તેમનું થાએ.
સખી ન જીગર જો આપસમાં બે પ્યારા—જગમાં
સુખ સાગર ત્યાં ભવ પારજરે, વીન દીલથી ધુલ સંસારે
સફલ જીવનનું સદગુણથી પ્યારા જગમાં

( રમતા પંચી. )

---

## ગાયન ૨૮૧ મું.

ખરે તારે ખુદા તાલા જગતમાં સતપન જે નિત રાખે
જુઠ હારે મતિવાલા આખરમાં બદમન જે ફંદ નાખે
નીતીને દરિએ નાવ બદીની છલ કપટ મહી હારે
નહી તારે રસીલી છબીલી કપટમાં રાહત મન તજી નાખે
વાવો તેવું પામશો જગની આ છે રીત
કરણી તેવી ઉતરણી નેકીની છે જીત

(પાકજાદ પરીન.)

---

## ગાયન ૨૮૨ મું.

સંસારમાં જે મોહીને પડવાનો મન સુખી હારે મન સુખીયા
કોઇ મન દુખીયા છે સંતોશી સુખીયા છે
પલપલ દુખના થલથલ રંજ રાએ રંજ જાએ
તનમન નીસદીન કોઇ સુખીયા—સંસાર
જુઠી જગત સારી પામી અગત ભારી
હર દિલના મોહબાનમા કયદ થયો કરજોડી—સંસારમાં

(પાકજાદ પરીન.)

## ગાયન ૨૮૩ મું.

લઇ નામ ખુદા નામ સઉ ઠામ
છે ખરો જે યાવર યાર તેને નમીએ—લઇ નામ
જે વન માયા લાગે અકારી તે વન સઉ નાકામ
જગ માયામાં વસજો થયો તો તે છે સંકટધામ
રામ નામ લે હર ધામ
છે ખરો જે યાવર યાર તેને નમીએ—લઇ નામ

(પાકજાદ પરીન.)

---

## ગાયન ૨૮૪ મું.

આસા મ્હારી છે ખરી
રે માન માન યઝદાન તું જરી—
દાદ મ્હારી લઇ દે યારી હમ પરનું દુખ દે ટાળી
રંજ કાપી ગંજ આપી કર સુખી તું ઘર જરથી ભરી
માગુ હું કરગરી માન માન યઝદાન તું જરી—આશા

(પાકજાદ પરીન.)

---

## ગાયન ૨૮૫ મું.

માનો પરીન જરા દિલથી હુજત તજી
નહિ તો થશે ખ્વાર માન
નહી કર જીદમાન જરા માન દઇ ધ્યાન
હટને તું છોડ નહિ તોડ આએ જાન
હાથ લાંબો કરૂં છું દે દાન—માનો
હસી વસી મળીને જોજે મહારૂં હેત મહેરબાન
હર વકતના કર ધ્યાન તું આલીશાન
માન ત્હારૂં ન ખોહી દે માન—માનો

(પાકજાદ પરીન.)

## ગાયન ૨૮૬ મું.

અરી તે નારી જે નીતીમાં છે સારી
જે નીતીમાં છે સારી જે પ્રીતીમાં છે સારી--ખરી
નીતી વનાની નાર નઠારી તે જગતમાં તમામ અકારી
પ્યાર કરવા લાયક પ્યારી-જે નીતીમાં છે સારી
દાદગર રૂડાં કરે હરનારના ભુંડા ચલણુ
નામના ઘરમાં થશે ને ગામમાં સઉ જન મધન
ભલી તે ભારી જે હીતથી રાખે યારી
જે હીતથી રાખે યારી જે ચીતથી રાખે યારી-ખરી

( પાકજાદ પરીન )

---

## ગાયન ૨૮૭ મું.

આ જગતમાં ખુબી સારી સારી
દાતા ઉમંગ જાગે ત્હારા રાગે પ્રીતી લાગે આ હૃદયમા
જાને ભેદ નહી જોશે કદી કોઈ પ્રબલ હકુમત ત્હારી
મ્હારી લાજ રાખો આજ દીન જગતના માંલીક

( ફાંકડા ફીતુરી )

---

## ગાયન ૨૮૮ મું.

ચાહ રાખી ચીતમા દીલજાની ના જાઓ તજીને મુજને
વીલાયત વસાવી ઝટ વહેલા આવજોજી
દીલના દીલદાર પ્યારા હૈયાના હાર મ્હારા
દાદગર આપે તુંને યારી
જુદાઇની આગે વ્હાલા દુખ દીલ લાગેરે
અકલાવી દીધી મને ભારી

( ફાંકડા ફીતુરી )

---

## ગાયન ૨૮૯ મું.

જાનો જીગર જલાવી ઝુરાવી ગયો છોડી પ્યારોરે
દિલથી વિચારો નથી કોઈનો ચારોરે
જાની જવાની જાએ જુદાઇની જોતે જલતી
દુખી ગુલને તારોરે

(ફાંકડો ફીતુરી)

## ગાયન ૨૯૦ મું.

આશા–આશાઓની દુનિયા ઝુટી છે જુઠો એ વ્હેવાર
ખોટી છે એ જીંદગાની જમાનાની હસ્તી ફાની
આશા પર રાખું જાની હું આધાર–આશા
એતેબાર એનો શાનો ખોટી એને દીલથી માનો
હવાનો એ ઝોકો જાનો સદા એને જુઠી માનો
ભુલાવે સદાએ આ જુઠો સંસાર–આશા

(ફાંકડો ફીતુરી)

## ગાયન ૨૯૧ મું.

જોઇ જગત જોઈ દુનીઆં જોયો કારોબારરે
આંખો બન્દ રાખી તેને ખોયો સરવે સારરે–જોઇ
મંત્ર યુકતીને અંગ બળે બસ ભરો ખજાનો યારરે
પાંસા એવા ફેંકીએ કે પડે સદાપો બારરે–જોઇ
સુખ દુખની હસ્તી કેવીએ ખ્યાલી મનના ફેર
ફોશીશોથી મોજ કરો ને ઠરે દુખને જેર–આંખો

(ફાંકડો ફીતુરી)

## ગાયન ૨૯૨ મું.

નેકી ના છોડ નેક નામરે
ભલાનો નેક અન્જામ થાયે નામ થાયે નામ દામ કામરે
થઈને શાદ રખને યાદ કરી લે કામ એજ છે
લેવો અપાવો તેને નામ નેક કામ એજ છે
થોડા દિવસની જીંદગાની રખને યાદ કરીલે ગ્યાની
તો સરસ છે ત્હારી વાની પીલે નેક જામરે
નીભાવો કઓલ ફરજ આપની મુદામ છે એજ
મનશની પેશે અહુરમજદ નેક નામ છે એજ
જહાની હસ્તી એ ફાનીનો એતેબાર નથી
ખુદાની યાદ જે કરે ખરો ગુલફામ છે તેજ

(ફાંકડો ફીતુરી)

---

## ગાયન ૨૯૩ મું.

પ્યારની કસોટી છે દુખતો દીલદાર
ભુલે નહી કદીબી જો સાચો હોય પ્યાર
વેચાતો એ નથી ખરીદે જેણે કોઇ ગવાર
મજનુ ફરહાદ બન્યા શાદ દુખની યાદ માહી
પ્રેમે કીધાં જોડાં પાર
ચાહુક્ષ પ્રીતથી ભીનોઇ ને તેથી છત થઇ છે ભલાનો હાર

(ફાંકડો ફીતુરી)

---

## ગાયન ૨૯૪ મું.

અરે દુનીયામા પૈસા શું ખરા પ્યારની બલહારી છે
જુઓ તો પૈસા પરબી હાં ખરા પ્યારની સરદારી છે
ઝુંપડે વસ્તાં જે ગરીબ સાદું સુતરૂં ખાએ
સુખ અને સંતોશ વસે દુખીયાં સુખીયાં થાય
નથી પૈસાંમાં સુખ કે પૈસો બેકરારી છે—અરે
તાજ ધરે સરપર ભલે કરે દુનીયા પર રાજ
રાજ તાજ તારાજ છે પ્યારથી જો મહેતાજ
ભલા તેજ પ્યાર ખરો જો છે ગરીબાઇજ પ્યારી છે

( અફલાતુન )

---

## ગાયન ૨૯૫ મું.

હું તો ઘેલી ઘેલી મુજના બાલ
ઘેલી ઘેલી સમજો વ્હાલ ઘેલી ઘેલી સમજો
પાક મોહબતે ઘેલી બનાવી સત વચન એ સમજજો
કદર કરીને પ્રીતજ સાચી વ્હાલા મુજપર કરજો—બાલ
સદા કેટીને મનમા સમાવી યાદ તેની સાચવજો
ભવસાગરમાં તમ વ્હાલીને સુખ સંપજથી ઠેરવજો—બાલ

( અફલાતુન )

---

## ગાયન ૨૯૬ મું.

એ નાદાન તાહરૂં ગુમાન છે સત્યાનાસીની એ નીશાણ
દુર દુર અમથી મનથી ના ફુગરાતી તુંજ પૈસા પર
ધુર ધુર મલશે તાહરી ઉમીદ સારી ધુર આખર
ગરૂરી તુજ આખર ફના એક દમમાં થવાની છે
હેરઘુત એ સરકસી તાહરી હવા થઇ જવાની છે
અદના ગીયા આલા ગીયા તો શું તું ટકવાની છે
તુંભી મગરૂર જોતાં જોતાં એક દમમાં મરવાની છે
તાહરૂં તાન બદગુમાન હું ભુલાઉં હું વીસરાવું
એ છે બસ દીલનો અરમાન એ તુંદી તાહરી આ સરકસી
તું ભુલી જશે હજીભી સંભાલ
એ તુમાખ કાહાડી નાખ યાદ રાખ કરશ ખાક
તું આ કેટી ચેતી ચાલ—

( અફલાતુન )

---

## ગાયન ૨૯૭ મું.

પ્યારા તાહરા પ્યારની પ્યાસી હું
તન મન ધન ઓવારી નાખું મહારૂં વ્હાલા
જાલ જંજાલમાં તેં તો ફસાવી સાચાં જીગરથી અંતે હસાવી
દીલ મહારૂં તેં તો લીધુ લુટાવી સુદ્ધિ બુદ્ધિ તેં ભુલાવી
જેમ પવનની લેહેરથી અંગ નમાવે વેલ
તેમ નમાવે પ્રેમી જગતને હેત પ્રીતની રેલ
પીડ પરાઇ કોઇ શું જાણે—જેને વીતી હોય તે માને

( અફલાતુન )

---

## ગાયન ૨૯૮ મું.

જો કરમ કરીમે બક્ષી તે પર ઇતરાના કદી
જો પઢી થયો તું ફાઝીલ તોભી ફુગરાના કદી
જર જોબન ફાંની છે તો મસ્તીમાં મલકાના કદી
એ જરૂર ગરૂર છે એ નથી તે ટકવાના કદી
ચઢી દરીયાવ ઉતરી જશે આખર છે મરવાનાં કદી
અદના ને આલા સૌ મરી આખર છે મલવાનાં થકી

( અફલાતુન )

---

---

ગાયન ૨૯૯ મું.

વીટીચ યારો માહરી પર જેવી કાહાંણી
નથી જાંણી કોઈએ જીંદગાનીમાં
સ્વીટ હાર્ટ દીનુ થઈ માહરી મમ્મા હસ્નાનાં
જઈ કહું કોણુને વાત એ જફાની
પરણી ગઇ દીનું બાપ માહરાને
દર દોસ્ત બાપ ભાઇ બેટા સાથે સ્વીટીને ઓળખાવતા ના
દીના હાય હાયરે દીના મ્હોબતમાં તેં તો મારયોરે ઠાર
સીના સેરઠ્યા સીના પરણી પપાને કીધો નાચાર
આવા નીકલ્યા ખાવા લાડુ જે મેં તો કીધો તઆર
થયા દીકરાની દીલભર ઉડાવીને પોતેજ ખુદ દીલદાર

(અફલાતુન)

## ગાયન ૩૦૦ મું.

જુગારીનો સદા જય છે ઓલી ફેંકો ભાગ્યોદય છે
દાહ્યા કાગરા એમ કહે કે જુગાર ખરાબ ઘણો છે
હું તો કહું યારો જુગાર રમો તો તેમાં સવાબ ઘણો છે
લાલા જીઓ જરા કહો મને કે સરત શું બેહતર છે
એ ફેશનેબલ ગેમબ્લીંગ જુગારથી બેહતર શું ધુર પથ્થર છે

( બાપના શ્રાપ )

---

## ગાયન ૩૦૧ મું.

જ્યારે અકકલ પર પરે છે પથ્થર સારૂં કદી સુજતું નથી
જે પર પરે તે પોતેજ ભોગવે કદર કોઇ બુઝતું નથી
છતી આંખે બને આંધલો સારૂં તે સુઝાદે કોણ
સારૂં કહયું તે લાગ્યું ખારૂં સારૂં કદી રૂચતું નથી
બદ બખ્તી શિકાર કરે જો છતાં કાને છે બહેરો તે
પરતીમાં તેને વગર ઠોકર કોઈ કશું પુછતુ નથી

( બાપના શ્રાપ )

---

## ગાયન ૩૦૨ મું.

અરે આ અબલાનો પોકાર બાપ જરી સાંભલોરે
કહું હું કરગરી સો સો વાર માંગયું માહરૂં મલોરે-અરે
દુઃખ્યારી આ નારી બીચારી રોજ...........રરે
પરવર તુંજ વન મુજનાં સંકટ કોણ...........હરે
કર કરૂણા કીરતાર—અરે.
સીતા સતી તારામતી દમયંતી દેહ દુઃખ વેઠતી
સતીઓને દુખ આવે અતી પણ ધીર નહી તે છોરતી
કદી સુખ ને કદી દુખ એવી આ જગતની છે ગતી
ધીરજ ધરૂં કે સાહાય થશે રેહેમી જે જગતપતી-અરે

( બાપના શ્રાપ )

---

## ગાયન ૪૦૩ મું.

માનવ ન ગુમાવ જીવન નકામું તે તો જાણીને
ઉડી જવું બની પતંગ અંગ છે ખાક માનીને
અરેરે કાયા માયા તો જગતમાં બસ ફાની છે
સમાલી લે જવાંનીને જવાની ન રહેવાની છે

( બાપના શ્રાપ )

---

## ગાયન ૩૦૪ મું.

કાકા વકટલેન કેવા કહેવાય આજે ખાસા જેન્ટલમેન
ને હયાં તો બાંએ ને જ્યાં ચહડાવી બે આંગલાથી ખેંચી કહાડીએ નેન
આજે અકરીકટ પર માર ને ચશમા ચાર ચહડાવી
ઈત્તર ટચાક બનશે નાઝુક નાર
ને એમનું કરવું હાએ જો તોલ
લેઓ એક સોલ ટીમ કે ત્યાંથી છુ થયા બસ પોલ
હયાં તો હાંડા માસ્તર નામ તુચ્છકારી ને ધીકારી
મવાલી એ મને કેહસે ખાસો આમ જ્યાં હમારાં જોગું કામ
તો એ મવાલીને કરશે સો સો સલામ

( જેન્ટલમેન-લોફર )

---

## ગાયન ૪૦૫ મું.

દુન્યાં સારી છે ફરેબી તાહરી સુદ્ધી કહાં ગઇ
જેમ પવનની લેહેર ફરે તેમ ગુપચુપ બેસવું જઈ (સફાઇથી)
નહીતો ટપલા ખાતાં તાહરો જનમ જશો અતરઈરે
જેવા સાથે તેવા થઇએ ચાલ ચલાવી કંઇ (બુરી ભલી)
હાથે ચડેલું ન પાછુ મેલો સતવાદી હયાં થઈરે
ચકમક કરતી મીઠી બોલીની કાતર રાખે લઇ ખીસામાં
કાપ મુકીને કામ કહાડે તે છે સુખીયાં જહીં તઇરે

(જેન્ટલમેન-લોફર)

---

## ગાયન ૩૦૬ મું.

સાચા જીગર પર રાખો ભરોસો એ છે કસોટી પ્રેમીની
વહેમોથી દુર કરી મન સાચું રાખો જીગરમાં પ્રીતીની નેમ
વેહમે ભમાવી પાપી મને કીધો
મનની સફાઇએ ઉગારી મને લીધો
માફી ખરા દીલની બક્ષો જાન
જો કદી ખોટો દોશ વેહમોથી તને દીધો

(ધરતી-કંપ)

---

## ગાયન ૩૦૭ મું.

જાનો જીગર આવોરે મોતીડે વધાવું પ્રેમ રસ પાવું
હું તારી દાસી વાહાલા તું મારો સરતાજ
લાગો આ ગળે જાન મને તમારી બનાવો આવો
પ્રેમ પીયાલો જહરનો સમજે સહુ સંસાર
અમૃત છે એ જહેરમાં પિયો કે બેડો પાર

(ધરતી-કંપ).

---

## ગાયન ૩૦૮ મું.

નાખી મને પ્રેમની તેં દોરી દીન્યાર વહાલા
પ્રેમ પીયાલો પાઇ દીલ લીધું ચોરી દીન્યાર
તમે ફરહાદ બનશો હું શીરી કારી ગોરી
તમો બનો ચંદર તો હું ચકોરી
જે નારી ભરથારની સેવા કરે અપાર
તે નારી સંસાર તરીને ઉતરશે ભવપાર
તુંજ સરખી સતી નાર તજીને ભજે કોઈ પરનાર
તેવા નરને દોજખનો છેવટ છે અધીકાર--તમો

(ધરતી-કંપ)

---

## ગાયન ૩૦૯ મું.

હે સજના રહે ધીરેજના નીરખીને આ છબી ત્હારી ન્યારી
જાઉં વારી વારી સુરત જોઇ મ્હારી તેં તો સુધજ ખોઈ
નીચી દ્રષ્ટી આંખે બોલતો જાય પ્રેમ વચન મધુરા સમાય
ખુબી ના કહી શકાય અમૃત લજ્જત આરે—હે સજના

(મસ્તાન મનીજેહ)

---

## ગાયન ૩૧૦ મું.

ઉભરાયે હરખ ભરી છાતી આહારથી મન હારથીરે
નાજુક મારી આ ઉઠતી જવાની હીરા હાર ડોકે જોઇ દીવાની
ફરૂં ફરૂં થઇ મદમાતી—આ હારથી
ચંદ્ર કલંકીને તારા છે મંદા બેદાગ હીરાથી બની હું ચંદા
મસ્તાન મનીજેહ કેવાતી—આહારથી

(મસ્તાન મનીજેહ)

---

## ગાયન ૩૧૧ મું.

મને પ્રીત તારી ભારી લોભાવતીરે ઓ રંગ રસીયા
આંખ આડી ઘેલી મને બનાવતીરે—મને
ચંદ્ર ચકોરની પ્રીતી જે થાયરે સુરત તારી મન ભાવતીરે
તારી હું તાહરી થઇ તન મન ધનથી
મનને ખુશીથી હસાવતી હું હસાવતી—મને

(મસ્તાન મનીજેહ)

---

## ગાયન ૩૧૨ મું.

ફરફર પરવર આમપામર પર નજર જરી
દાદગર દાવર માહરારે કરમ કંઇ કરી
આમ નાચારી મહીં તારી કરી ભારી ઉમેદવારી
ઓ દાતારી તુંજ દીલદારી થકી તારી માંગુ યારી
દાના પગે પરી પરીતાપ ઓ આપ તું કાપ હરી
અરજી એ સુનો ખરી મરજી મુઝે હૈયે ધરી—દાદગર
(દોરંગી દુન્યાં)

## ગાયન ૩૧૩ મું.

ખુદ હાથેથી જે થયું કામ થકાવે મન મલકાવે—હરખાવે
આપ મુવા વન હર્ગમાં કોઇ કદી નવ જાએ
આહ નીરાહ પરાઈ એ કેહતી કેમ ભુલાએ?
તે મનનું માએગું તો મલે મેહેનત ફલે
ચિંતા ટળે કામે ભલે વલગે બલે તે કામ કરે ભાવે-ખુદ
(દોરંગી દુન્યાં)

## ગાયન ૩૧૪ મું.

હઠીલું માહરૂં મન હરખાવેરે
ખુબ રીઝાવે મને દીલડું ધુજાવેરે—હઠીલું
કારી કટારી કાલજે મારી ચાલ ઢાલ પર જાઉં બલહારી
મનને કેમ કહુંરે? મન હમજી રહુંરે
દીલથી બેદીલ હું તો છઉંરે પ્રાણ દઉંરે હાંય લઉંરે
મધુરી તાહરી હુરત હુંદર મને બેકલ બનાવેરે-હઠીલું
(દોરંગી દુન્યાં)

## ગાયન ૩૧૫ મું.

સરતાજ કરમ આજ કરજે
સરતાજ કરમ આજ—લાજ શરમ કાજ કરજેરે—સરતાજ
તુંજ વીના દાના દાદ કૌણુ લે બાપ દયા દીલ ધરજે
ચેર પાછો ફરે ભાઇ અમારો દુખ વાદળ વીખરજે

(દોરંગી દુન્યાં)

---

## ગાયન ૩૧૬ મું.

લલકારો રસીલા—ગાઓ ગાઓ હેતે સજીલાં
રંગીલા રંગરાગ આનંદ કરી—
ગાયણુની ખુબી નહી પીછાને જે
ખુદાની નહી ખુદાઇબી જાણે તે લેફેર અજબ ખરી
રાત વીના નહી ચાંદણી—ફુલ રત વિન ન થાય
રાગ વિના તેમ માનવું—માનવ નવ રીઝાએ—લલકારો

(દોરંગી દુન્યાં)

---

## ગાયન ૩૧૭ મું.

દીલ તો સફા બુરાઇથી તારૂં યાર કર અરે
નેક કારમાં બેદીલ બેદાર કર અરે—દીલ તો
હરદમ કરે તુંજ દીલથી ભલું ભલે મોરા સૈંયા
છોર ન તલબ કાજ માનવી નેકીની રાહ
ના દીલને બહીમે બેખોફ બેજાર કર અરે—નેક

(દોરંગી દુન્યાં)

---

## ગાયન ૩૧૮ મું.

છે અજબ એ ખુબી ત્હારી ભારી
વ્હા શરાબ ગુલાબી નશારી મહારી--છે
યારો મહાલમાં એ પીણુ હલાલ છે ખુશીની એ તો ખુમારી
શકલે બશરને કરે બંદર ને નચાવે મજાહથી ગટરબી મપારી
યારો શરાબ તો પીવો સવાબ છે બબો છે બહેસ્તનીજ બારી
એવરો મસાલાનો ટાંકો ટંકાવો ને ટાંસો ખજુરાંનો ચહરાઉ તારી
(દોરંગી દુન્યાં)

---

## ગાયન ૩૧૯ મું.

મદદ યજદ અમોને કરજે હર હાલ કરીએ ત્હારી યાદ
દાદરસ બસ તુંઇ દયાથી કર પરવર અમારો ઘરજે
(દોરંગી દુન્યાં)

---

## ગાયન ૩૨૦ મું.

અએ જગધર પરવર સરવર અમપર રાખતું એક નિગાહ
અએ કીરતાર અએ સરકાર તું હરબાર
નેક જામો ભરી નેકી લ્યો નોશ કરી નેક નામો જરી
નેકીનો હાથ ધરી નેક કામો ખરી દેશે પનાહ
જેવું જે વાવસે તેવું તે પામસે
જગતનો ખરો નીયમ સદા તેજ કરવો અદા
અગર વગર દીરગ દીગર ઉમર તો જશ પામે નહી કહી
જામેં નહી કહી જસ કસ રસ બસ દરગેહે ખુદા—અએ
(દોરંગી દુન્યાં)

---

## ગાયન ૩૨૧ મું.

સજની પ્રીત કરવી છે સહેલ ઘણી પણ નીભાવ્વી બહુ મુશ્કીલ
સાચો નીભેજે અંત તલકતો દેજે તારૂં દીલ
પંચ તજીને જીવતાં જીવત સુન મરવું તો પડશે
એ સઘલું જો સહન કરે તો થાશે તું કામીલ
સેજ બીછાવી કાંટાની તે પર પડવું તો પડશે
અમૃત પાણી પીવું પડશે વલી ઝેર કાતીલ—પ્રીત

(ભોલી ગુલ)

---

## ગાયન ૩૨૨ મું.

બુલબુલ ભમે સુગુણ ફુલ દાલી
નવરંગ ઢંગ ઢંગ સંગ સંગ સંગ સંગ
ગુલજારમાં ચકચારમા ફુલ બહારમાં
ખીલી ગુલાબી કલી નવરંગ સાથે મળી ખુશબો બેહકે ભલી
ખુબ દોલે ખુશ બોલે મુખ ખોલે
બસ શીરીન જબાંને સહી સુખન કઇ કહી
રમતમાં રહી રીંજાવે માલી--બુલબુલ

(ભોલી ગુલ)

---

## ગાયન ૩૨૩ મું.

જગમાં ગુમાવ્યો જન્મ જેણે પ્રીત નહી કરી
સુખની સુગંધી છે ભરી ફુલમાં ખરી
આએ જગતનાં બાગમાં સુદર એકજ ફુલ
પમરે તે સ્વર્ગમાં છે પાતાલે મુલ
કરમાએ છે તે નહી કદી નહી જાએ છે મરી--જગમાં
અતી મેઘે સડશે નહી જલવન નહી કરમાએ
અતી પઝડી ન તોડશે અતી સુરજે ન સુકાએ
લાખો જુગોતો વહી ગયા પન તે રહયું ઠરી--જગમાં.

(ભોલી ગુલ)

---

# જેમ્સ મેન્યુફેકચરીંગ કંપની.

(સ્થાપના:—૧૮૮૫).

ઓરગન, હારમોન્યમ ગ્રામોફોન, અને રેકર્ડ, વાયોલીન, મેનડોલીન, બેનજો, સીતાર, તેમબોરીન વેચનારા તથા દરૂસ્ત કરનારા.



પેરીસની બનાવટના કેઝરીલના હાથના તેમજ પગના હારમોન્યમો, તેમજ હમારી બનાવટના હારમોન્યમ કીફાયતે મળશે, તેમજ તેને લગતું રીપેર કામ સંતોશકારક રીતે કરી આપીશું.

**શો રૂમ નાં. ૪૨૨, કાલબાદેવી રોડ,**

**હેડ ઓફીસ નાં. ૪૦૭, કાલબાદેવી રોડ,**

**મુંબઇ.**

ટેલીગ્રામ, ઓપેરાફોન. ટેલીફોન નં. ૨૨૮૭૪.

## ગાયન ૩૨૪ મું.

હું તો ગામરેની ગોરીરે કે હું તો ગામરેની ગોરી
નાજ અદા અંદાજ ભરી છું ગામરીયન ભોરી
કંઇ છાસ દહી દુધ ઘી ખીચરી ને ભાજી
વલી વાલ વટાણા તરતરકારી તાજી
અમે દાળ રોટલી ખાઇએ ખુશીથી ઝાઝી
સઉ પતરાજી છોરીરે અમે સઉ પતરાજી છોરી—નાજ
કઇ સુકકું પાકકું સાદું સુતરૂં ખાતાં
અહીં તાજી હવા ને ગામનું પાણી પીવાતાં
આવા ભાખરા સમ થઇ ફરીયે રાતાં માતાં
છેઉં દુખોથી કોરીરે કે હું છેઉં દુખોથી કોરી—નાજ
( ગામરેની ગોરી. )

---

## ગાયન ૩૨૫ મું.

આજ કાલના શીખેલ જવાંનો તરેહ તરેહના બતાવે ઢંગ
ફોમેતોરીઅમ કોઇ મંગાવે મુવાંઓ ઉપર મચાવે જંગ
અસલ્યા તને તજાવી કોઇ જુદદીનનો જમાવે સંગ
જુદદીનનો તજાવી ધમ કરે સગાઇ બે દીન સંગ
ઘેર સુધારો નહી કરે ને બાહારનાંને શીખાવે ઢંગ
સુધારો કરતાં હઠે છે પાછલ ટુક ભણેલા મચાવે જંગ
ધરમ રીતી રાહ જમા જમાને ફેરવતા રહે હર તરફ
નવી નવાઇ હરેક હાંસલ કરે પારસી કરી જરફ
સારી બુરીની નહી પરખ ઠાલી ફુલી પર રહે નજર
ફેશન દીન પર દીન નવાઇમાં કરે પોતે ગુજર
અજબ તરાંહથી ગજબ ઓરીને કેલવણીનો ચુમાવે રંગ
( જુદદીન ઝઘડો. )

---

## ગાયન ૩૨૬ મું.

મન મન મનમા ફેર ઘણા નહી આંખે એક સમાવે
પર પરવાનો સમ ઉપર જઇ જાણી જાનને ગુમાવે
તન મન જનમાં ફેર ફેરાઉન નજર નજરમાં સમાવે
ફુલ ખીલ્યું નહી ખીલ્યું કોને ગમે ત્યાં મન રમાવે
મન એક તન એક બને ત્યાં જઇ પ્રીત કરીને જમાવે
પ્રીત વીનાનું જીવતર જાય ચાહે રીત રમાવે—મન

(જુદ્દીન ઝગડા.)

## ગાયન ૩૨૭ મું.

રબ પર જીગરની આશા ધરી
ચીત ધર રબપર ધીર ધર ચીત મન
ચયન મલે ફરી તલે વાહલી જઇ—રબ
ચીત સચેત કેમ બને અધીર તન મન જીગર શાંત રહી
જાન મલે ચયન તલી દુખ રયન મલે તેમ ચયન રહે કેમ અધીર-રબ-

(જુદ્દીન ઝઘડા.)

## ગાયન ૩૨૮ મું.

હેતવંતા પિતા તણી મળશે પ્રીતી ઘણી યાદ જુલે મન માયજી
માય માયા વીના મન દુખી બને તણી નેક પીતાથી સમાયજી
માય વિના જીવતર બળે નહી યાદ દીલથી દુર બની
પ્રીતી વીના જીગર જળે વહી વહી જીગરથી પુર બની
છે નેક બાવા મુજ ઘણા ભુલાવે યાદી દીલથી
હર દીન સેવા તેમની હરખી કરૂં જીગરથી
પ્રેમ પ્રીતી મલે સદા નેક પિતા તણી હરખી જીગરથી સમાયજી

(જુદ્દીન ઝઘડા.)

## ગાયન ૩૨૯ મું.

પ્યારા પૈસા પસા તુંજ બલીહારી ખરીરે
તું સાચો નીમ ખુદા હાંરે તુંજ પર છે સર્વે ફીદા
જગ સરદારી ખરીરે—પ્યારા
પૈસે આઇ પૈસે બાઇ–પૈસે સર્વે સગાઇ
પૈસાને સઉ માનપાન ને-પેસે મોજ સવાઇ
પૈસાએ જોની સઘળી ન્યામત હાજર ધરીરે-પ્યારા
પૈસે પાપો પૈસે શાપો-ઇજ્જતની ધુલધાણુ
પૈસો બુરો ચશમચોર છે--પૈસો બે ઇમાન
પોતાના મારે હાય જીવતાં જીવત મરીરે-પ્યારા

(માસીનો માંકડ.)

---

## ગાયન ૩૩૦ મું.

ઝમક ચમક તું પ્યારા સદા સદા
કર તું તારી ફરજ પુરી અદા અદા
અમ પર રોશની તું નાખી મહેર કર
રોશની બીજીને શરમાવી લેહર કર—ઝમક
ખુરશીદ દાસ તું ખાસ ખુદાનો
છે તું મુસાફીર આએ જહાંન્નો અએ પ્યારા અએ ન્યારા
જોજે ભકતો તારા રાહબર ન્યારા—ઝમક

(જીવતું હોજખ.)

---

## ગાયન ૩૩૧ મું.

મોકલીંઆ સંદેશા લઇ ફરેસ્તા તુઝપર
પન દરશન ન દીધાં ન પરસન થયો આખીર મુજ પર
સોધું કાં જોઉં નજર કાં દોડાવું મારી
રોશની વગર યા અંધારૂં ત્યાં અંધારૂં કારૂં—સોધું
તારી મેહેર વગર તુઝ દીલેર વગર
લાગે મને બધુ અકારૂં અકારૂં—સોધું
પાસે તું છેખી પ્યારા નથી પાસામાં મારા
જીગરમાં તું નગરમાં તું ભટકે તું કાંય બહાર જાન વારૂં વારૂં

(જીવતું હોજખ.)

---

## ગાયન ૩૩૨ મું.

પાપી બદકાર હતી દુનીઆં બેરેહુમ બેવફા બેઇમાન
તાજુબ તાજુબ હુએરત તાજુબ ફરેસ્તોબી થઓ શએતાન
પરવર ગુપચુપ બેઠો કાંએ તું ખોલ આંખ તારી ને કાન
ફરીઆદ ફરીઆદ ફરીઆદ ફરીઆદ સાંભલ તું ઓ આસમાન
ખોટી રોશની નીકલી તે જે દેખાયો બહારથી ચાન
મંદીર મુજનુ ગનીયું જેને નીકલ્યું તે દેવસ્તાન
તોબા તોબા ઓ બદ પાપી ઈનસાન
લીઆનત લીઆનત થુ થુ ઓ ખુબસુરત ઈનસાન

(જીવતું દોજખ.)

---

## ગાયન ૩૩૩ મું.

ખુદરતની બલીહારી સારી ગાવું બંદગીમાં દીલ હંમેશાં રીઝાવુ
લઇ ખુદાનું નામ સફલ કરૂ કામ ઠામ ઠામ હર મુકામ
પરવરનું નામ લાગે કેવું પ્યારૂ હાજરી વીન એની વ્યાપે અંધારૂ
ભમે ચીત મારૂ એની માયામાં સારૂ બીજુ લાગે અકારૂ
બંદગી ન જેણે જાંણી થઇ હયવાની દીલથી ગુમાની. માની
એવા પસેમાની બન્યા હય રાંની પેદા કરનાર જગ હીત ધરનાર
વીના બંદગી છે જીન્દગી શરમીંદગી
ખુદાને દીલ દે ઉઠી કાલ જાલ જંજાલ મોતની ધાલ
હજી ભજી લે તું નેકી કયામત કાજ કરે કાલે તો કરીલે આજનો આજ

(પાતાલ પાણી.)

---

## ગાયન ૩૩૪ મું.

ઘર રાખુ જેની બાનું તેનો છે સુખમય સંસાર.
ધન દોલત તેના ઘરમાં જોશો મન સુખ અપરંપાર
સુખ દુખનો સાથી ઘરની રાણી જે ઘરમાં નેક નાર
આશિશ તે પર વરસે જ્યાં સુખ સંપજ બીશ્યાર
નીત્ય નામને તું દીપાવતી નીત્ય નામને જે નાર
નીત્ય નામને તું દીપાવતી સાચી સદગુણવંતી નાર
નેક નારી સઉને વ્હાલી દેશ ખેશ કુટુંબ સહુ સાથ
નીત્ય નામ કામને તું શોભાવતી નેક ચાલની જે નાર
પર ધન પર શુકી નેકી નીતી નહી ખોશે નેક નાર
નેક આશીશવંતા કામોથી તે શોભાવશે સંસાર
નેક કેળવણીથી આબાદી તે ફેલાવશે હર હાલ
નાર જાતી છે જગની શાંતી હરપળ ને હરબાર

(ખુદા પર સબર.)

---

## ગાયન ૩૩૫ મું.

વ્હાલાઓ મંચી જાવું હવે હું તારી રજા લઈને
પ્યારી પરીચહેર સુખે સીધાર પણ દીલાસો દઈને
દીલાસામા તો એમજ કહું કે પીચતો ના દારૂ
ઘેરમાં ખુણે ખુણે ઉભો રહી કહરાવજે ઝારૂ—વ્હાલા
દારૂનુ હરગીઝ નામ લઈશ નહી આસુંઓના સમ
તું ગયા બાદ ભુલાવવા ગમ પીવસ થોડો રમ—વ્હાલા
છીબા દરજીનું બીલ ચુકવજે વેચી ના નાખતો કાંઇ
સારી ને બ્લાઉઝની સંભાળ લેજે ભુલમાં પડે નહી ઉધાઈ

(પારસી હરીશ્ચંદ્ર.)

---

## ગાયન ૩૩૬ મું.

ખુદાયા રહેમત તુંજની ભારી ન્યારી પ્યારી ને ગુણકારી
દયાનોજ ભંડાર–તું છે બારી
બંદાઓના દુખો સૌ–દે છે નીવારી—ખુદાયા
ભલાં મનને સુખન કામથી–મીનોજહાન લેવો પીછાની
ચમક પીછાનો મહાં યઝદાની–ફાની સર્વે ધુમધામ સંસારી
(ધર્મી ગુનેહગાર.)

---

## ગાયન ૩૩૭ મું.

અરમાન દીલનો બજા લાવું આજે
ભુલથી ભરી મારી જીંદગી મેં ગુજારી
થાંઉ થાંઉ હું ખુદાની પુંજારી—અરમાન
દીલથી ભુલાઉં આ જુઠી મોહોબત
કરૂં નેકીની સાથે તારણુ આજે—અરમાન

(ધર્મી ગુનેહગાર.)

---

## ગાયન ૩૩૮ મું.

ચમત્કાર તારી કુદરતનો ખુદા છે હર જગે આશકાર
બલાઓના દમ આવેજહાર તું છે વાલી તું છે દાતાર
ન માયા એ સદા રહેશે ન રહેશે એ કાયા જુઠી
જો રહેશે તો સદા રહેશે મહાન યઝદાં પર કુલ આધાર
ભજીલે બસ તું ઇશ્વરને કજા સર પર ઉભેલી છે
ચમકાવશે જહાર સમશીર તે ફના થાશે કુલ આધાર

(ધર્મી ગુનેહગાર.)

---

## ગાયન ૩૩૯ મું.

ભલી ભકતી ભમાવે મને—મુજ દીલના ખરે પીર
ઘાયલ થયું જીગર કલેજે લાગો તીર—પ્રભુ
એવી ખુદાની બની સહાની ભલું મારૂં તકદીર
અરે હારે પ્રભુ ભલું મારૂં તકદીર • •
ઘાયલ થયું જીગર કલેજે લાગો તીર—ભલી

(ધર્મી ગુનેહગાર.)

---

## ગાયન ૩૪૦ મું.

શરમા જીવડા તું નાચીજ ફસે કાં મોહની જાલમાં
ખરે તું કંગાલ થાએ હસી ફસે વમાલમાં
મીનોઇ દુનિયાં વતન તારૂં જીવડા તારી આશરા નાહી
આખરે કીડા કબ્રનો કાંપે દોરી આ ખાકી હસ્તીની
જશે જ્યારે તું આસમાં ઉપર કર્મ તારાંનો હિસાબ આપે
ખાક ધુળ ચાટી સર તું ફોડે મજુરી કરશે નર્કની
ત્યારેજ માલુમ પડશે તુંને—નુર ખુદાઇ કાં ગુમાવ્યું
હવસ પરસ્તીમાં તેં ખોઇ ચાવી મહાન ગેબી હસ્તીની

(ધર્મી ગુનેહગાર.)

---

## ગાયન ૩૪૧ મું.

સઉ પૈસાનો બહાર પૈસાનો કારોબાર
પૈસાનો પ્યાર પૈસાથી યાર પઇસે સઉ તાબેદાર
અમાર હો યા ચમાર બુબખળી બે શુમાર
પણ પઇસા ચાર હોએ ગાંઠે યાર તો કેહસે ઇજતદાર
પઇસા પર સઉનો ચાહ ફકીર હોએ યા શાહ
પઇસા પઇસા પઇસાની વાહું વાહ
હોએ ધોબી કે હજામ પન પાસે હોએ જો દામ
તો બેલગામનો ખાસો આમ કરે સોસો સલામ
હોએ ખાનદાની અગર, મગર તે જર વગર
છે સરબસર તે બે કસર નફરથી ન બેહતર

(આમરેના ગોરી.)

---

## ગાયન ૩૪૨ મું.

જે નેકીને સંભાલે, અહુરાનાં નીયમપર ચાલે--જે નેકીને.
જે ગરીબ લાચાર જનોને, પરવરીશ કરી સુખ દેખાડે,
તે ખોદાય અને સર્વ જનનો શાહ, શાહોનો શાહ નેહાલે-જે નેકીને
(કોહીઆર કનફ્યુઝન.)

---

## ગાયન ૩૪૩ મું.

હાયરે એ થઇ શું મોહકાનરે, ચેતો ચેતો જવાન,
વાલ્યો સુધારાએ ઘાણુ, રે ચેતો, ચેતો જવાન-હાએરે એ.
આજના જુવાન્યાઓનો, બદલાયો છે રંગ,
કૌતક કંઇ ઉભાં કરે બદલી અસલી ઢંગ.
પેહરી કેસમીર સુટ, પીયે બેધડક ચીરૂટ,
મહઝબ બીગાડયો નીદાંન-રે ચેતો ચેતો જવાન.
કુકકડ થઇ અકકડમાં ઝાલી વોકીંગ સ્ટીક
કોલર ને નેકટાઈ વળી ફાંટી કીસ-મી-કવીક.
કરી ઠાટમાટ યાર સોધે નાજનીન નાર,
ધર્મ પર નહી કશું ધ્યાન, રે ચેતો ચેતો જવાન.
( કોહીઆર કન્ફ્યુઝન.)

## ગાયન ૩૪૪ મું.

છે ઘરનો ઉદયોગ સો સણુગાર,
હેંકરાઇ ટેંકરાઇ ફોકટ સમજો એમાં નવ કોઇ સાર-છે ઘરનો
હસ્તાં રમતાં કામકાજ કરતાં તબીયત રહે તેજદાર
જાતે હાથે ઉદયોગ સાથે શોભી રહે સંસાર
એમાં શાનું શરમાવાનું ? રાજી રહે કીરતાર
( શાખી. )
દીકરી વહુ કે બેન સઉ, કીંમત ખરી અંકાય છે
હયરત જો હોય ઉદયોગ તો, ઘર સાસરે શોભાય છે-છે ઘરનો
( માજંદરાન. )

---

## ગાયન ૩૪૫ મું.

આ દુનીયાં છે જાદુની માયા પલપલ પલની જાતી કાયા
ગગને વાદળ રંગ સમાયા–સમાયા—છે જાદુની
દીકરા દીકરી પતિને પ્રેમદા બ્હેન બાંધવની જોડી
એક એકને પકડી પકડી નાંખે કાળ વછોડી
કોણરે કોના છે કહેવાયા–કહેવાયા—છે જાદુની
કાળાં વાદળમાં જેમ વીજળી ઝબકે ને મટી જાય
એવા સુખના ચમકારામાં મોહ તને કાં થાય ?
યાદ કરી લેને તું જગરાયા–જગરાયા—છે જાદુની

( એકજ ભુલ. )

---

## ગાયન ૩૪૬ મું.

છે સદા સમય પાપેથી છુટવા શીદ ડરે નાદાંન
શીદ ડરે નાદાન કંઇક તો સારી શીખામન માન–છે
જેમ પાપની ઝળકે મોહી દોડે તું ભુલી ભાન
તેમ પુણ્યને સહેજ પકડયતો થાય પરમ કલ્યાન–છે
જીવ મુસાફર શરીર હોડી ને છે મનરૂપી સુકાણુ
મનથી મરવું મનથી તરવું, મન પર રાખ નીશાન
કર્યું એટલું નાંખ કુવામાં આજથી તજ તોફાન
માંડય ચાલવા સીધે મારગે આજથી થઇ સાવધાન–છે

( એકજ ભુલ. )

---

## ગાયન ૩૪૭ મું.

અને ભોળીને ભરમાવીરે મા કેમ કરૂં ?
અણસમજુને ફોસલાવીરે મા કેમ કરૂ ?
મારી પાસે પાસે આવે છાની વાતો સંભળાવે
મારૂં દીલ લલચાવે પેલો ગરજી
પ્યારી કહીને બોલાવે એની પાસે કેમ ફાવે
એ તો સાંભલે ન એકે મારી અરજી
છા-તી-માં-તો-અરરર રરરર અરરર રરરર થાયરે મા કેમ કરૂં
એના મોઢાંનો મીઠાસ એ તો જાણે નાગ પાસ
પછી હોય કે ન હોય મારી મરજી
કરે પરાણે એ પ્રીત એ તે કયાની હશે રીત ?
થઇ બેસે છે ધરાર મારો વરજી
છા-તી-માં-તો-થરરર-રરરર-થરરર-રરરર થાયરે મા કેમ કરૂં

( એકજ ચુલ )

---

## ગાયન ૩૪૮ મું.

તુમ્હેં યેહ કયા પડી લોગો યા વોહ જાને યા મએ જાનું
કટાએ ઇસ્કમેં જો સર ઉસીકો મર્દ મયેં જાનું-તુમ્હે.
વોહ મેરી આંખકા તારા મયે ઉસકે દર્દકા મારા
ફીરૂં જંગલમેં આવારા યા વોહ જાને યા મએ જાનુ-તુમ્હે

( એકજ ચુલ. )

---

## ગાયન ૩૪૯ મું.

ભાગ્યે જે લખાયું જરૂર તે થાવાનું
લખે જે વિધાતા ન ફોકત થાતાં
કરો બળ સામે મિથ્યા તે જાવાનું-ભાગ્યે
માતું ઉદરે જવ બંધાય તન આ
એ દેહ માંહે પ્રવેશે જ્યાં પ્રાણનો પવન આ
ત્યાંથી છપાયે કેવું છે જીવન આ
સમજોને શાણા છે વેદનાં વચન આ.-ભાગ્યે.

( ભાગ્યોદય )

---

## ગાયન ૩૫૦ મું.

આંખો પરે અંધારી પુરે પુરી છવાઈ
સત્તા તણાં ગુમાને બુદ્ધિ એ ઉંધી સુઝે
પીડા તમે મારી મરે રૈયત રીબાઈરે—આંખો

આ રાંકડી રૈયત કદી સોંપી તમોને ઈશ્વરે
એને પ્રીતીથી પાળવી કે મારવા એને અરે ?
લાખો જીગરમાંના નીસાસા કો કદી બુરૂં કરે
માટે દયાની દ્રષ્ટિથી પાળો પ્રજાને આદરે
સંતોષ જ્યાં પ્રજામાં આબાદી ત્યાં છવાઇ
જ્યાં ધર્મ રાજ્ય ચાલે, ત્યાં રામની દુવાઈ-પીડા.

(ભાગ્યોદય.)

## ગાયન ૩૫૧ મું.

દીલ મારૂં આ દીવાનું ફડકયું ફરે છે કયાં કયાં ?
જેમ જેમ લગામ ખેંચુ જઇ જઇ મરે છે કયાં કયાં ?
પુરાઇ પીંજરાંમાં હું પંખણી ખુશીથી
તોયે પછાડી પાંખો ફોકટ ફરે છે કયાં કયાં ?
જુવાની આ મુંઝાવે પણ સત્ય કેમ છોડુ ?
તોયે હૃદય પ્રણયની પ્યાલી ભરે છે કયાં કયાં ?
કયાં કયાં જીગર ચીરાયે કયાં જીંદગી સુકાયે
જાણુ ન આંખમાંનાં આંસુ ખરે છે કયાં કયાં ?

( ભાગ્યોદય. )

## ગાયન ૩૫૨ મુ.

અબસ હયેરાન કર તેહો નીગાહોસેં નેહાં હોકર
મેરે કાલીબ મેં રેહતે હો તુમી અય જાનેજહાં હોકર
કરો તુમ સખતીયાં હમ પર જહાં તક અપના જી ચાહે
પડે રહેંગે તુમારે દરપે સંગે આસતાં હો કર
તમન્ના દીલકી અયે પીરે ફલક કુછ તો નીકલને દે
અરે જાલીમ ન આયેગેં યહા હમ ફીર જવાં હોકર

( ભાગ્યોદય. )

## ગાયન ૩૫૩ મું.

ભાઇ ભાગ્યની ગાડીયે ઉધમ ને અભિમાન
જોડયા એ બે બળદીયા નસીબ ગાડીવાન
સુખે દુઃખે ભરી આ મુસાફરી કરમે જે ઠરી કરવાની પુરી
નહી વધે ઘટે તેમાં જરી જીવની શકિતને
પ્રબળ બુદ્ધિ કાં ગણો તમામ નકામા ?
નકામા તમામ એ નકામા ન થાઓ બાપુ સામા

( ભાગ્યોદય )

---

## ગાયન ૩૫૪ મું.

દૈવ થકી જે થયું નીરમીત ગણું પુનીત મારે મન
પાળુ હું પ્રાણ પણે સદૈવ—દૈવ.
જગત યંત્રને જે ચલાવે જીવના પુતળાંને નચાવે
લખ ચોરાશી ફેરા ફરાવે નમી રહું તને સદૈવ—દૈવ.

( ભાગ્યોદય )

---

## ગાયન ૩૫૫ મું.

કોઇ સમજાવો મને કે પ્રેમ તે શી ચીજ છે ?
જેમ જેમ જાણુ વધારે બુદ્ધિ ગોથાં ખાય છે
કોઇ કે એ છે અમૃતધારા કોઇ કે એ તો વિષજવાલા
ચંદ્ર સમ શીતલ કહે કોઇ અગ્નિ સમ બીજા ગણે છે
કોઇ કે એ તો નયનોની જ્યોતી કોઇ કે આંધળુ વિશ્વએથી
કોઇ કે એ છે દેવી ખજાનો કોઇ ફકીરી હાલ કહે છે.

( સાચો સન્યાસ. )

---

## ગાયન ૩૫૬ મું.

અમી ભર્યા વચન સુણી જીંદગી આ સફળ થઈ
હૃદયમાં ચંદન સમ શીતલ રસ જાયે રેલાઇ–અમી
જગત મહી માતૃ વીહીન જીવ મુજ વહ્યું કઠિન
દીઠાં ન લાડ પુર્યા ન કોડ, પ્રભુ કૃપાએ મળી છે આજે
માતા મીઠી અહા શી વધાઇ ?–અમી.

( સાચો સન્યાસી )

---

## ગાયન ૩૫૭ મું.

ગરીબો પર દયા રખ્ખે તવંગર હોતો અયસે હો
જો ટુટી નાવ તયરાયેંગે સમુંદર હોતો અયસે હો
સમજતેથે જીન્હે દુશમન વો અપને હોતે જાતે હય
ગરીબો કે મુશીબતસે મુકદર હો તો અયસે હો
ખુશીમે સાથ દેનેવાલે હયે લાખો જમાનેમે
બીપતકે વકત જા દેવે બીરાદર હોતો અયસે હો

( સતી મંજરી )

---

## ગાયન ૩૫૮ મું.

એક સરખા દીવસ સુખના કોઇનાં જાતા નથી
એથી શાણા સાહ્યબીથી લેશ પુલાતા નથી
ભાગ્ય રૂઠે કે રીઝે એની તમા તેને નથી
એજ શુરા જે મુસીબત જોઇ મુઝાતા નથી
ખીલે તે કરમાય છે સરજાય તે લેપાય છે
જે ચઢે તે પડે એ નીયમ પલટાયા નથી

( માલવ પતિ )

---

## ગાયન ૩૫૯ મું.

જો મરણ એ જીંદગીની છે અરે છેલ્લી દશા
તો પરાશે અપત્રામાં આ જીવનના મોહ શા
ખીલી ખરી કરમાય છે પુષ્પો મુકે પણ વાસના
અમર નરતો તે ખરા જે અમર કરતા વાસના।
આરા તમે પરમાત્મા હું છું તમારો આત્મા
પરમાત્મને શરણે જતાં કૃત કૃત્ય થાતો આત્મા.

(રા. માંડલીક)

---

## ગાયન ૩૬૦ મું.

દિવ્યદેશ અમ ઉજવળ કરવા
કયારે ઉગશે દિવ્ય પ્રભાત દિવ્ય પ્રભાત
અંધકારના વાદળ ભેદી
યદુકુળમણિ દીનમણીના સુણશું કયારે નાદ બંસી નાદ
દેશ દેશની મધુરી મૈયા દિવ્ય અમારી ભરત ભૂમી
સુર મુનિવર યુગ યુગ પોષાયા
જેનાં ચરણ સરોજ ચૂમિ એવી અમ જનની
જગ વિખ્યાત ભારત માત-દિવ્ય

(રા. માંડલીક)

---

## ગાયન ૩૬૧ મું.

મુને જીગરકો પીતી હું બસ ગમમે તેરે યાર
શહરે અમનમે ફીરતી હું બસ ગમમે તેરે યાર
મય ચુપકે ચુપકે રોતી મું આંસુઓસે ધોતી
વો કહાં ગયો મેરો મોતી મોતી બીના ના સોતી—બસ
દીલ ઉસીકુ દીજીયે દીલદાર યાર હો
કયા હીન્દુ કયા મુશલમાંન કદરદાન યાર હો
મેરી નજર જો તુમસે લડ ગઇ મયે પલંગકે નીચે પડ ગઈ
અયે અંગની જેસી જલ ગઈ—બસ

(રા. માંડલીક)

## ગાયન ૩૬૨ મું.

નીતી તણી તજી વાત નાથ શીદ અનીતીનું નામ દઇએ ?
દેવ મંદીર મુકીને કેમ દુષ્ટના આવાસે જઇએ-નીતી
દુધ તજીને દારૂ શું પીવો ? રામ ભુલી કાં કામ સેવો ?
કોયલને તજી કાગ પાળી શું હીત થાયે ?
પાપનો ન પડછાયો લઇએ-નીતી

(વસંત પ્રભા).

---

## ગાયન ૩૬૩ મું.

જાઓ વ્હાલાને વેગે વધાવો માળ પહેરાવો ફુલથી છાઓ
અંગ અંગે ફુલોનાં વાધાથી સજાવો-જાઓ
કુસુમ સમી કાય ત્યાં પુષ્પ સોહાય
શીયળ સુગંધી સંસારે જો ફેલાય
રતિ પતિ છો સુગંધી કુસુમોની કુંજે સોહાવો—જાઓ

(વસંત પ્રભા)

---

## ગાયન ૩૬૪ મું.

માનો માનોને રસીલા આતો ન સારી વાત
છેક આમ શું કરો છો બોલાવે જાઓ તાત—માનો
રસીલી પ્રેમ પાન અમૃતે જીવાયે
હાજી પ્રેમવાત જાણુ છું પ્રીયા
કટાક્ષે વિંધાઇ કેદી થઇ રહ્યા
વીતી જાય રાત વાતે નાથ શું ઘેલા થયા—માનો

(વસંત પ્રભા)

---

## ગાયન ૩૬૫ મું.

શ્રી રામચંદ્ર રઘુવીર શ્રી સીતાપતી
ભજી લેને મન અવસર આવો એળે વહી જશેજી
ખીલી વસંત છેલા ખીલી જુવાની વ્હાલા
રસીયા રસ પી લેને સુખધામ
ખીલી વસંત તેવી ખીલી ફુલવાડી બાળા
પ્રભુને શણગારી લે મન લ્હાણુ—શ્રી સીતાપતી
રમણી રૂપાલી હેત હૈયે ધરી લે વ્હાલા
પીલે અધરામૃત રસનું પાન
નાથના નાથને એ અંતર ધર પ્રીતે બાળા
કરી લેને કાયાનું કલ્યાણ—શ્રી સીતાપતી

(વસંત પ્રભા.)

---

## ગાયન ૩૬૬ મું.

કાંઇ લાવો પાપી પરે મહેર પિતાજી
ડુબતી આ દીન રમણી ઉગારો
ભુલતીનું ભાન લાવી ગુરૂજી સુધારો બાજી—કાંઇ
લુબ્ધ થએલી ઇંદ્રિય નાદે કેવળ નરક નિવાસી બિચારી
કરૂણા કરીને એને બચાવો દયામય રહે પ્રભુ રાજી-કાંઇ

(વસંત પ્રભા.)

---

## ગાયન ૩૬૭ મું.

મહોબત અજબ છે પાની દીલ બાગ બાગ બહેલાવે
દુનીયાં બને મસ્તાની અજબ દીવાની કોઇ પ્રેમ જામ પીવરાવે
પ્રેમ દીવાના માનવી તેમાં છે શી નવાઇ ?
ઇશ્વર પણ તરસ્યો ફરે કોઇ મહોબત શરાબ પાય
મહોબત સરીખી ચીજ કોઈ બતલાવે--દીલ
ઇશ્ક અમારો દેવતા પ્રેમી અમારાં પ્રાણ
નજર ફરે દિલદારની જાન જીગર કુરબાન
ચોળી મહોબત ખાક અલક જગાવે—દીલ

(વસંત પ્રભા.)

---

## ગાયન ૩૬૮ મું.

દિલ મારૂં માને નહી મનડું ઠરે નહિ ત્યારે કરૂં શું તાતજી
મેં એયું ફરી ફરી જોડી મળે નહિ કોને વરૂં હું તાતજી
નેણે પ્રીતી ઝળકી હતી અહીં આવતાંજ સમાઇ ગઇ
ઉર્મિ અંતર ઉછળી હતી નપૃ દેખતાંજ દબાઇ ગઇ
હીરલો અમુલ્ય ખરીદવા ઉમંગભર આવી અહીં
પણ અંતરે અંકુર ન ફુટયા પ્રીતી પ્રકટાવી નહી
છતી આંખે દીવો લઇને પડી કુવામાં હું ડુબી મરૂં શું તાતજી

(કામલતા.)

---

## ગાયન ૩૬૯ મું.

મેં દુનીઆં સઘલી જોઇ કોઇનુ ન દીઠુ કોઇ
સ્વારથની જાળ પરોઇ સાગપણુ સો નાખે ધોઇ
આજ હોય વહાંલાં કાલ તેજ થાય વેરી
અજબ સરીખી એતો પ્રીત રીત કેરી
પોતાન સ્વારથ માટે અવરને નાખે નીચોઇ

(કામલતા.)

---

## ગાયન ૩૭૦ મું.

મને આવે છે ફેર ઝુલે મારૂં મન હો સખી
બેસું રથમાં શી પેર ઝુલે મારૂં મન હો સખી-મને
કેફ ચડી કોઇ કારમી હુ સમજુ ના બહેન બ્હાવરી મને કરી
લ્યો વિસામો સુંદરી ઝીલી આ લહેર—ઝુલે મારૂં મન

(કામલતા.)

---

## ગાયન ૩૭૧ મું.

સખીઓ લઇ પીચકારી આવો
ફાગ ખેલાવવા એ અલબેલી નાર
શો વસંત તણો ચમકાર છે—સખી
આંબે મ્હોર કળી ઝીણી ફુટી કેવો મદનનો માર છે
કોયલનો મધુર ટુહુકાર છે શૃગાર સમયનો સાર છે
રમે રંગમાં રસીક નર નાર
ખોલે ઝીલે રસ પીલે ભર પ્યાર સાર—સખી

(કામલતા.)

---

## ગાયન ૩૭૨ મું.

કહી ભુલી ગયા હૈયાના હાર
નારી પ્યારી દીધી શું વીસારી—ભુલી
દીલથી દીવાના થયા આકાશે ખોળી રહયા
મળવી હવે નથી સહેલી એ નાર
તુજ પ્યારી ઉરમાં અમે તો ઉતારી—ભુલી

(કામલતા.)

---

## ગાયન ૩૭૩ મું.

ચાલો સાહેલી ભુવનેશ્વરીનાં સઉ મળીને દરશન કરીએ
દુખ હરનારી સુખ કરનારી મુર્તી માની અંતર ધરીએ
ભાવ ધરી જો પુજન કરીએ તો ભવ સીંધુથી તરીએ
ચુવા ચંદન કુમ કુમ કેસર અરચન કરીને મન ઠરીએ
અબીલ ગુલાલને પુષ્પ માલથી માને વધાવી મંદીર ભરીએ

(સૌભાગ્ય સુંદરી)

---

## ગાયન ૩૭૪ મું.

આંખો ખોલી જો જીવ આ દીસે દુનીઆં ફાની
શાની જીંદગાની રહેવાની માની—આંખો
આ ધન ધામ મેડી મ્હોલને વાડી વજીરાં
અંતે સાચવ્યાં અંતે થવાના ધુળ ધાણી--આંખો
અંચીતો હાબશે ટોટો અજલનો જો પ્રીશ્તો
કરી લેને ભલાઇ એજ છે સાચી કમાણી

(સૌભાગ્ય સુંદરી)

---

## ગાયન ૩૭૫ મું.

અરે કોઈ આવો પીયાને મનાવો
મારૂં દીલડું ચીરી ખોલી બતાવો--અરે
અરે પીયા મારો નહી પ્રેમ હાણુના બાણુ
તારે મન હું તુચ્છ છું તું માહરે મન પ્રાણુ
મને તપતીને નહીં તપાવો લાગી અગન બુઝાવો
બોલાવો લોભાવો પ્રાણુ પીયા રીઝાવો--મારૂં

(સૌભાગ્ય સુંદરી)

---

## ગાયન ૩૭૬ મું.

ગોવીંદ ગુણુ ગાઓરે નરનાર ગીરીધર શ્રી ધર શ્રી મુરલીધર
નામથી નેહ લગાવો-હા નેહ લગાવોરે
મારૂ તારૂં મિથ્યા માની કૃષ્ણુ કહે જાવો રે
અધમ ઉધારણુ ભવ જળ તારણુ
નિરભય નામથી થાવોરે ભય નામથી જાવો રે

(સતી દ્રોપદી)

---

## ગાયન ૩૭૭ મું.

શું કહુ કથની મ્હારી રાજ, શું કહું કથની મ્હારી,
હું તો દૈવના ત્રાસે હારી રાજ.....................શું કહું.
પરખી પારીજાતિક મેં, અર્પણુ કીધું મન મ્હારૂં
પતી તજી પરલોક સિધાવ્યા, કરી જીવતર મમ ખારૂં રાજ–શું કહુ
ચંદન કાષ્ટની ચિતા રચાવી, પતિ સહગમનની આશે,
શુન્ય દેહ મમસ્વામી તણો પણ, ઉડી ગયો આકાશે રાજ-શું કહું
અરપ્યું મેં સર્વસ્વ સ્વામીને, પ્રેમની કફની ધારી;
તજી જગત જંજાળ સર્વ હું, પ્રોતે ભજું ત્રીપુરારી–રાજ-શું કહું
(મહાશ્વેતા કાદમબરી.)

---

## ગાયન ૩૭૮ મું

વા'રે લાલા મોહન બંસીવાલા ઠગો છો શાનેરે સલુણા
જાણી જાણી તમારી મેં ઠગાઇ પ્રીત બાંધી હવે હુ પસ્તાઇ
પસ્તાઇ પુરી કાના ઠગાઇ હું તો કાના
રસ ભીના રંગીલા શરમાલા શામલીયા—વા'રે
શાને સતાવો વાત વાતે ઉડાવોરે
એરી એરી લાલા વાતે ઉડાવોરે
મેં જાણ્યા સરવે ચાળા અરે જાઓ નંદલાલા
વ્રજલાલા ગોવાળા છબીલા છોગાળા--વા'રે
(સતી દ્રોપદી)

---

## ગાયન ૩૭૯ મું.

મને સ્હાય કરશે મોરારીરે વારે ચડશે ગોવરધન ધારી
અહલ્યા ઉગારી મીરાંબાઈ તારી બેની ચીન્તા કરોસ નહી મારી
આંજારી બચ્ચાંને બળતાં ઉગારી મોક્ષ દીધો ગજેન્દ્રને તારી
દ્રોપદીના ચીર પુર્યાં થાશે તે સ્હાયકારી—મને
(વીક્રમ ચરીત્ર)

## ગાયન ૩૮૦ મું.

અન માયાના કરનારારે જરી જોને તપાસી તારી કાયા
પુછી જોને તું પડીત પુરાણુરે કોઇના અમર છે લેખ લખાણા
કાચી છે કાયા આ માટીની માયા છે માટીના ખેલ બનાયા
શાણા તો સમજી અલગ થયા પણ બાળક બીચારા લપટાયા
લાખોની પાંખો ગઈ છે પીખાઇ જેણે મુછપર લીંબુ ઠરાયા
કાળના કેવાડેથી કોણ બચ્યું ભલે રંક હોય ભલે મહારાયા
સંધ્યાના જેવા રંગ સોનેરી વંધયાને લાડ લડાયા
જોબનને તન ધન તેવાં સમજવાં પાણીમાના પડછાયા

( ઉદય ભાણુ )

---

## ગાયન ૩૮૧ મું.

દાસ પરે દયા લાવોરે દયાળુ દેવા દાસ પરે દયા લાવો
સંસારી સંબંધ તોડી જીવ આપ ચરણે જોડી
હું તો બની બેઠો બાવો બાવોરે-દયાળુ દેવા
આંખો વીના સંકટ આવું ખાડામાં ગોથાં ખાવું
વારે અવીનાસી આવો આવોરે-દયાળુ દેવા

( સુરદાસ. )

---

## ગાયન ૩૮૨ મું.

સુંદર શામળીઆ નામ જપીશ નીત્ય તરૂં
મનહર ના મળીઆ કાશી કરત ધારૂં-સુંદર શામળીઆ
શામળા શણગાર હમારા કાળજું હર્યું કામણગારા
વીનવે કરગરી દીનદારા દર્શન દયો દીલદાર તમારા
આસપાસ નહીં વાસનિહાળુ અહી ત્રિભુવન ભાસનુ કાળુ
કયાં હું કહું દુખ મારૂં-સુંદર શામળીઆ
નિરખું નહિ કદી મુખડું રસાળું જઇ હિમાલય ગાત્ર હું ગાળું
સાક્ષી દેવ દયાળુ-સુંદર શામળીઆ

( વીણા વેલી )

---

## ગાયન ૩૮૩ મું.

ભઇ પ્રેમ વશ પાતળીયા મારા મનનાં માલીક મળીઆરે
પ્રીતે કરો મુખવાસ સજનના રાજ હરૂદયના વાસી
પ્રેમદા પ્રીત જ્યોત પ્રકાશી મારા મનના મનોરથ ફળીઆ
ભાગ્યવંત કર્યાં ભગવંતી મુજને જીવન સફળ થયું મારૂ
કરો શ્રી હરી શુભ તમારૂ-મારા મનના

( કાદમબરી )

---

## ગાયન ૩૮૪ મું.

કાનુડા તારી કામણુ કરનારી વ્રજમાં વાંસલડી વાગી
મીઠી વળી મોહક મન વશ કરનારી-વ્રજમાં
મન વશ કરનારી સ્વર સુંણુતાં લાગે સુખકારી
હું ઘેલી તમ વિણુ થઇ છું ગિરધારી-વ્રજમાં

( કંસ વધ )

---

## ગાયન ૩૮૫ મું.

તમે જો જો ન વાયદા વીતાવજો,
પીયું પહેલી પેસેંજરમાં આવજો;
હાર તોરાથી સ્વાગત શોભાવજોરે--પીયું.
સિલ્કની કીનાર કોઇક વાલા આછેરાં,
કોઇક નવા નાટક ના અચ્છા ઓપેરા
થોડા હેન્ડબીલ હેરઓઇલ ના લાવજોરે--પીયું
એક હારમોન્યમ પેરીસનું લાવજો;
આવવાનો તાર મને આગળથી આપજો,
તમે સામા સ્ટેશન પર સીધાવજોરે--પીયું.

( અરૂણોદય )

---

## ગાયન ૩૮૬ મું.

સમય જો હોય સારો તો, સકળ સંસાર સારો છે,
સમય આશે સિધાવ્યો ત્યાં, નહીં સંસાર તારો છે.
સમય પર જે મહારાજા, સમય પર તે ધરે ભાગવા,
સમય પર ખાય તે ધક્કા, સમયનો રંગ ન્યારો છે.
ચડે વાહળ ચડે ભરતી, ચડે જોબન વધે લક્ષ્મી,
ઘડીમાં તે પડી જાતાં, સમયનો રંગ ન્યારો છે.
સમય સારે ન સારૂં જે, કહે તે સહુ ગમારો છે,
અભાગી ખાય તે ખત્તા, સમયનો રંગ ન્યારો છે.

(વીર-કુણાલ.)

---

## ગાયન ૩૮૭ મું.

જ્યારે આવે નવીન જુવાની દુનીયાં નવીન જણાય
મનનાં ભાવો પલપલ પલટે શાથી નવ સમજાય
જ્યાં નવ યોવન ઉભરાય ત્યાં દર્દ નવીન કંઇ થાય
જગતમાં જેનો નથી ઉપાય——જ્યારે
કોઇ અજબ વીણુના ગાને કોઈ મધુર મુર્તિનાં તાને
કોઇ અમીટ માટનાં ધ્યાને
તીરછાં નયન કંઇ ઢળે રદય ટળવળે કે તનડે
તણુખ તણુખ થાય અલીએ કેમ સહ્યુ સ્હેવાય

(માલવ-પતી.)

---

## ગાયન ૩૮૮ મું.

આ બાલ્ય વયમાં કોઇનાં માતા પીતા મરશો નહી
ઓ ઇશ આવો કોપ બાળકની ઉપર કરશો નહી
માતા પીતાનો આશરો આખા જગતમાં કયાં મળે
મા બાપ જાતાં કાળ સૌ બે હાલ થઇને ટળવળે
માત અમારા સ્નેહના બે આસુડા સ્વીકારજો
ઓ તાત આ બે બાળકોને સ્વર્ગમાં સંભારજો

(વીર-પુજન.)

## ગાયન ૩૮૯ મું.

અમે સહુ એક ઝાડની ડાળ
નથી જુદાઇ અમે સહુ ભાઇ એક માતાના બાળ
હિંદુસ્તાન છે દેશ હમારો ભારતી માત હમારી
નવ કરીએ તેને માટે આ જાન અમારી પ્યારી
હિંદુ મુસલમાન પારસી યાહુદી ખ્રિસ્તી જાત અનેક
જાત જુદી છોરહી અમારી પણ અંતર છે એક

(સ્વદેશ-સેવા.)

---

## ગાયન ૩૯૦ મું.

ફુટેલા તાર વીણાના તે બંધાશે ફરી પાછા
ફુટેલા પ્યારનાં વાજાં ન સંધાશે કદી પાછા
દીવાલોમાં પડયા ચીરા તે સંધાશે ફરી પાછા
થયા ચીરા જીગરનાં તે ન સંધાશે કદી પાછા
પડયા જે મ્હોતનાં મુખમાં ઉભા થાયે ફરી પાછા
ધવાયા બેવફાથી જે ન સાજા થાયે તે પાછા
પડેલા જખમ ખંજરનાં પુરાયે તે ફરી પાછા
પડેલા જુલમનાં ઘા તે ન રૂઝાયે કદી પાછા

(બીનળ-મુંઝાળ.)

---

## ગાયન ૩૯૧ મું.

હોય એક એક દીલમાં ઉમ્મીદો હજાર
કોઈનાં દીલડાંનો પાર કેમ પામીએ
દર્દી દીલડામાં દરદો છુપ્યાં બે શુમાર
ભેદ બે દરદીને શું સમજાવીયે
જેનું દીલબરમાં ધ્યાન નહી દુનીયાંનું ભાન
ગમે આશકને માસુકનાં નયનોના જામ
એના દીલમાં આરામ કયાંથી લાવીયે
રહે દીલરાત દીવસ આજાર અરે એ પ્રીત મહી શું સાર હોય
આવે એક દીવસ દીલદાર ભલેને વીતે રાત હજાર-કોઇના

(સીરાજુ-દોલા.)

## ગાયન ૩૯૨ મું.

તું ચેત મુશાફર વહી જશે છે સમય ઘડી કે બે ઘડી
એ.....મસ્તી મનમાં રહી જશે છે સમય ઘડી કે બે ઘડી
છે આંખ છતાં કાં અંધ બને લઇ દીવો હાથ કાં કુવે પડે
અભીમાન અશ્વપર ચડી ચડી.....છે સમય
કંઇ ચેત હજી અજ્ઞાની, થઇ જશે જીવન પાણી પાણી
પળમાં જો કાળ જશે જકડી..... છે સમય
પડતીનાં પડઘા પડી રહ્યા, દુખનાં ડંકા ગડગડી રહ્યા
જો વિપત વાદળી શીરે ચડી.....છે સમય

(સત્તાનો-મદ.)

---

## ગાયન ૩૯૩ મું.

ભુલે ચુકે થશો ના કોઇ નારીનાં દીવાના
જીતવા જીગર તમારૂ કરશે અનેક વાના
મારી છબી તમોને તેની છબી અમોને
ઘાયલ ત્રીજાને કરતી ચોથાને પત્ર છાના
ફાવ્યા નહી દીવાના ફાવ્યા ન કોઇ શાણા
પ્રેમ થયા જે પાગલ આખર મુકામ થાણા

(માયાના રંગ.)

---

## ગાયન ૩૯૪ મું.

અમર કામ જે કરે જગતમાં તે નર અમર ગણાય
જગ કલ્યાણે જીવન વીતાવે યુગ યુગ તે પુજાય
મનુષ્યમાં તે જન દેવ મનાય—
આત્મ ત્યાગનાં ઉજવળ વ્રતનાં ઘર ઘર ગીત ગવાય
જેમ પુષ્પ ખરી કરમાય પણ વાસ વિમળ રહી જાય
કીર્તી વંતની અખિલ જગે ફેલાય—

(શાલિ-વાહન.)

---

## ગાયન ૩૯૫ મું.

કોને ખબર છે કાલની કહો ભાઇ કોને ખબર છે કાલની
કરો વાતો આકાશ ને પાતાલની—કોને
ચંચલ છે સુખ દુખ સંસારે પલક પલકમાં ચળતાંજી
ભોળે પડીયાં નેવ તણું જળ ઢાળ જોઇને ઢળતાં
તોએ કરતાં રતીમાં ભુલ વાલની—કોને

(માલતી-માધવ.)

---

## ગાયન ૩૯૬ મું.

સૌને સૌ સૌની પડી કોણુ પીડ પરાઈ જાણે
સગુ વ્હાલુ સ્વારથનું સર્વે પોત પોતાનું તાંણે
દીકરી ગણુના કુટયા ઘટની ઠીકરી પ્રમાણે
દીકરા ઘરનું રાજ્ય કરે ભલે દીકરી જાય મશાણે

(માલતી-માધવ.)

---

## ગાયન ૩૯૭ મું.

કરો ક્રોડ ઉપાય પણ જાતી સ્વભાવ ન જાય
કપુર અને કસતુંરી કેરા ઢગલા માંહી દટાય
તો પણ દુર્ગંધી ડુંગળીની ગંધ સુગંધ ન થાય
કાગ પડયો સોનાને પીંજર વીધ વીધ મેવા ખાય
તો પણ જાતિ સ્વભાવે મુરખ નર્ક જોઇ લલચાય સ્હાય

( માલતી-માધવ )

---

## ગાયન ૩૯૮ મું.

પ્રેમના જુદા જુદા છે પ્રકાર
પ્રેમમાં વસી રહી પ્રભુતા સાર
એક પ્રેમ સાચો શ્રીહરી પ્રતીનો છે
માત તાત ભ્રાત મીત્ર સતી પતીનો
સાચો કહેવાય એજ પ્રેમ ધરમ સુભ નેમ
જેથી તરી જવાય આ સંસાર

( માલતી-માધવ. )

---

## ગાયન ૩૯૯ મું.

ગરીબી જ્યાં વહે નંદા, પ્રભુના ત્યાં ખરા બંદા
વરે ત્યાં કીરતી આનંદા, સરે ત્યાં સ્વર્ગની ગંગા
ગરીબીએ લખ્યા ઇતીહાસ, ગરીબીની વિધાતા દાસ
ગરીબી છે જીવનની આશ, ગરીબી છે જગતનો આશ
ગરીબીથી વીવે કા નંદ, ગરીબીમાંથી દયાનંદ ચંદ
ગરીબીમાં હતા ગોપાલ, ગરીબીમાં દીપે છે લાલ

( અબજોનાં બંધન. )

---

## ગાયન ૪૦૦ મું.

જાના હે જાના સબકો હે જાના
સોહન જીસમે પહેચાના ફેર નહિ આના જાના
કાયા ધડ કચ્ચા ભાઇ માયા બદલ કી છાઇ
લડકા લડકી લુગાઇ સ્વારથકી હે સગાઇ
મત હોના દીલગીર—જાના
માલ ખજાના મેયના હાથી ઘોડા ઓર સમયાના
સબકો છોડે ચલ જાના આવે પરવાના
જબ એક હુ ન ચલે બ્હાના ચલતી નહી તદબીર-જાના

( અંબજોના-બધંન. )

———

## ગાયન ૪૦૧ મું.

દુખી કે દર્દીઓ કોઇ, ભુલેલા માર્ગવાળાને
વીસામો આપવા ઘરની, ઉઘાડી રાખજો બારી
ગરીબની દાદ સાંભલવા, અવરનાં દુખને દળવા
તમારા કર્ણ ને-ત્રોની, ઉઘાડી રાખજો બારી
અતી ઉજાસ કરનારા, તીમીરની નાશ કરનારા
કિરણુને આવવા સારૂ, ઉઘાડી રાખજો બારી
થયેલા દુષ્ટ કર્મોનાં, છુટા જંજીરથી થાવા
જશ સત્કર્મોની ન્હાની, ઉઘાડી રાખજો બારી

(રા૦ કવાર.)

**God Save The King.**